# પોજીશનનુ
## યાને
# સુરતની શેઠાણી.





આવૃતિ ૧ લી — મે ૧૯૨૩

પ્રત ૧૦૦૦ — સંવત ૧૯૭૯

-: રચી છપાવી પ્રસીદ્ધ કરનાર :-
નાથાભાઈ કાળીદાસ પટેલ. ઠે૦ ડભાણ.

કીંમત ૦—૧—૬

શ્રીગણેશાયનમઃ

# પોજીશનનું પોલકું

## યાને

# સુરતની શેઠાણી.

—※—

### રાગ—હતો કુંવારો આજ લગી

હતો બૈરી વીના આજ લગી હું બૈરી લાવવા મન થાતું તુ
બૈરીવાળાને નજરે જોતાં હૈયડું આ દુખાતું તું
જમીન ઘરબાર ગીરો મુકી નાણું કંઇ ભેગું કીધું
રસીક રામાને ભેટવા વાસ્તે થોડું કંઇ વ્યાજે લીધું
નારી લાવ્યો શુભ લગનથી પાંચ મંગળ પુરા કીધાં
પરણ્યા બાદજ શું થયું છે તે સાંભળજો મમ વીરા
મમ ઘેર આવી કે પ્યારી બોલી પીયુ જાશો ક્યારે પરદેશ
આમદા આમનું દુઃખજ જોતાં આપણુ જઇ રહીએ વીદેશ

સુરતથી મુંબઇ જતામાં ડબ્બામાં ખામી કાઢી
થર્ડ કલાસમાં નહિ બેસવાની કહીને રીસાયાં લાડી
હુકમને મેં માનજ આપ્યું રીઝર્વડ ટીકીટ કઢાવી છે
ગ્રાન્ટરોડના સ્ટેશનપર તો અમને ઉતારી મુકયાં છે.
સ્ટેશન બહારે ગયાં ત્યારે રસીક રામા બોલી સહી
હુંએ પગેથી નહિ ચલાયે મોટર લ્યોને ભાડે કરી
મોટર ભાડે કરીને બેઠાં અમે બન્ને રાજી થઇ
ભુમ ભુમ કરતી મોટર ચાલી ભીંડી બજારે આવી સહી
બેચાર દીવસ થવા એટલે બોલી છબીલી મુખથી વાણુ
બજાર જોવાને મન થયું છે ધરોને તમે પીયુ કાન
લઇ પ્યારી સાથે હું ચાલ્યો ઝવેરી બજાર જોવા
રૂપીઆ લોખાતા પદરસો તે બેઠો છું હું ખોવા
ઝવેરી બજારમાં પેઠા દાગીનાં જોયાં તો ઘણા
દાગીના ખરીદવામાં રાખી નથી જરા મણા
ત્યાંથી મારકીટ વિષે આવ્યાં સાડીઓની તો દીઠી થોક
વાઇલની સાડી ના પહેરૂં તો જીંદગી હવે મારી ફોક
ચોળી ચણીઓ ચાળીસમાં પોલકાં સાડી પાંચસોમાં
શું જાણ્યું કે બીલ થવાનું આ સાંધું પદરસોમાં
બીજા સર્વે દાગીના લીધા તે સીય બીલ બાકી છે
બુટ છત્રી ને રૂમાલ લેતાં બીલ પચાસેક થાયે છે

બીલ પુરેપુરૂં ગણતાં પંદરસો પુરા કીધા
થોડા ઘણા ખુટ્યા તે કહું મીત્ર પાસેથી લીધા
કંચવો પેલકું પહેરી ઉપર સાડી ચઢાવી છે
બુટ મોજાને દુવાલ વળી કરમાં છત્રી રાખી છે
અંબોડે તો ગુચ્છ લગાવ્યો ચાંલ્લે ટીલડી ચોઢી છે
નાકે મોટી નળી ઘાલી ફરક ફરક આંખ્ય થાયે છે
જમીન ઘરબાર ગીરો મુકયાં ત્યારે પરણ્યો તો નારી
રોફ શોફના બુટ્ટા ઉઠાવી ખવડાવે છે જો ધારી
બાર નરાવ્યો બે હજારનો આપી તે તો જમને દ્વાર
તમે સઘળા ભેગા થઇને સમજાવો કહું છું આ નાર
ધીરે ધીરે વહાલી બોલ્યાં પાણી રેડે છે પ્યારી
કપડાં ધોવા માટે હવે લાવોને કહું છું ઘાટી
રસોઇ હવે હાથે નહિ રાંધુ રસોઇણ લાવો સાહી
પથારી કરૂં છું તેથી સમજોને છું હું સારો
દુનીઆ આખી સુધરી તોયે આપ રહયા છો ખર જેવા
કઢી થઇ માટે સીધાવો કોથમીને જીરૂ લેવા
ગધેડા માફક ગણવા લાગી હુકમથી થથરાવે છે
ફેશનના બુટ્ટા ઉઠાવી અંતર આગ્ય લગાડે છે

જવાબમાં જમે કરાવ્યું કોઇ વખત હું ગુસ્સે થાઉં
વેરી સોરી ઓ માઇ હસબંડ આઇ એમ ગોઇંગ ડીયર નાઉ
ગયો જમાનો જુનો ચાલો વિદેશીમાં વહાલી માહલો
હોકેટને વીંટી વેચી દઇ નવકથા જોવા ચાલો
નોકર મોકલી ટીકીટ કઢાવો એકટ્રા રીઝવર્ડ વહાલા
અપ-ટુ-ડેટ બનીને ચાલો એકટરથી લઇશું લ્હાવા
નાથાલાલ નીદ્રાવશ થાતા કલમ અટકી ગઇ ખરી
મારૂં માનો તો લાવજો કહું છું સુધરેલી હો ફેશનની પરી

લી૦ સ્નેહી

નાથાલાલ



## રાગ. આંખ વીના અંધારૂં અંધારૂં.

બેરી વીના જીવ બાળું બાળું રે.
સહાય મારો બેરી વીના જીવ બાળુ—

રાત દીન શૈયામાં સુતો કંઇ ઝંખના કરતોજ હું તો
પ્રેમીલી વિના પ્રેમ ઝાંખો ઝાંખોરે—સહાય
કુવા કેરે રસ્તે ઉભો વિચારમાં એવુંજ ધરતો
લઇ પાનીઆરી ભાગુ ભાગુરે—સહાય
અર્ધી રાત્રીએ પાણી ભરનો મારા જેવો આવે સાથે
પણ બેરી કોન આવે સાથે સાથેરે—સહાય
વાંઢો દેખી સૌ કહેવા લાગે એનાથી રહેજોજ આઘે
દુઃખ પડયું મોટું આથે માથે રે—સહાય
ભરી જુવાની ભામા દેખું નજર મારી ત્યાંજ પેખુ
પણ અંતરમાં કશુ ન દેખું દેખું રે—સહાય
હનુમાન વીરા બેરી માગું વાંઢા મ્હેણુ ભાગો મારૂ
સવામણ તેલ ચઢાવા ધારૂં ધારૂં રે—સહાય
હનુમાન વીરો વારે આવ્યા મમજોતીલા પરોણા લાવ્યા.
વીવા કરી ગયા ગયારે—સહાય
લગ્નનો સમય આવ્યો બેન્ડ સુરતીજ લાવ્યો
હાથી શણગાર્યો શણગાર્યો રે—સહાય
(મુને) હાથી ઉપર શોભાવી દીધો કન્યાને માંડવેજ પેઠો

બેરીવાળો મુને કીધો કીધો રે—સહાય
બૈરી પરણી વરાવી દીધાં કુટુંબીને જમણ કીધાં
શીખંડ પુરી દીધાં દીધારે—સહાય
પરણ્યા બાદજ શું થયું છે તે કહયું છે પ્રથમ પાને
માફી માગે જોડી હાથે હ થેરે—સહાય

## કોમીક.

ગયો તો યાર એક દીન હું મુંબઈમાં મોજ કરવાને
સાંઝકના છ કે સાત વાગે નીકળીયો સેજ ફરવાને
જવું તું કયાં ને ગયો હુ તો સફેદ ગલીમાં અરે આવ્યો
હતી ત્યાં બાળાઓ બહુ તો ઇસારે ભોળવી નાખ્યો
કહે છે પ્રેમની પ્યાલી ભરી પ્યાલી મને પાજો
રૂપીઆ ત્રણમાં ત્રીજો (વગ) ન હોય તો આઘા જઇ મરજો
ખીસ્સાં તરતો હતાં મારાં કર્યાં મેં અહીંજ ખાલાં
પીધુ મુજને કીધો ખારો રહય ચાલ્યુંજ એનામાં
ફરી વીકટોરીયા ભાડે ગયાં ત્યાં સુરતી હોટલમાં
કોલડ્રીંકના ઓર્ડરો દીધા બન્યા ગુલતાન બોટલમાં
રહ્યું નહિ ભાન દુનીઆનું બન્યા ત્યાં બેઊ બે હાલમાં
પછી શું થાય છે યારો લખીશું ભાગ બીજામાં



રાગ-વાલા પાપડવાડમાં પધારજો

પીયુ સાંકડી શેરીમાં સોધાવજો
સામે અમલી ઘાંચણનું મકાન છે
નીચે મોજાવાલાની દુકાન છે-પીયુ
પાસે મીઠાઇ વાલાની ધમાલ છે
ડાબી બાજુએ આઇસક્રીમ વેચાય છે-પીયુ
મારા મકાનને નીશાન ઘણા છે.
મારો પલંગ પડેલો દેખાય છે-પીયુ
વળી પોપટ કેરૂં પીંજરૂં જણાંય છે
છજા જોડે લખેલ મારૂં નામ છે-પીયુ
મારા મકાને અક્ષર એક છે
સાલ ઓગણીસેં સાઠ એ નીશાન છે.



રાગ-હું છું રંગીલો જુવાન.

હું છું પ્રમીલો યુવાન કોલરટાઇ લગાડુ આમ
ફેશન મહાલુ હું તમામ ફેશન એબલ મારૂં નામ
મુજ ફેશન આગળ માનો રાયરંક પણ તુચ્છ
કઇંક ભામની ભુલી પડી ગઇ જોઇને મારી મુછ
એવો છું કોમીકમાં તેથી કોમીકમાં પંકાઉં
હોશીયાર પુરો કોમીક મોહી કોમીક હું તો ગાઉં



# હિંદનું વૈમાન.

## રાગ-વિલાસી મહેલના વાસી

વિલાસી જેલના જોગી તને આ શી લગન લાગી
મધુરા દેશના પ્યાસી બન્યા છો જેલના વાસી
તમારી ટેક જાળવવા અમો લઇશું ફકીરી આજ
ખાદીનો મંત્ર પઢાવી કરીશું દેશનું અમે કાજ
ધરીશું નહિ હવે અભિમાન તમારા બોલને માટે
લઇશું પ્રેમની ઝોળી અમારા શીરને શાટે
કાંતીશું ટીચે ડો કરવા દેશ આઝાદી
મોહીશું નહીં વીદેશીને થાવાને દેશ બરબાદી
ધરીશું પ્રેમની કફની ધરીશું પ્રેમની માલા
ધરીશું પ્રેમની ટોપી લઇશું પ્રેમની માલા
કરીશું પ્રેમનું ચંદન કરીશું પ્રેમથી વંદન
ઓલાવીશું હવે નંદન દુઃખીના આપ છો ભંજન



## રાગ—ખુને જીગરસે પ્રીતી.

દારૂ તાડીની દીવાનીમાં ડુબી હિંદુસ્તાન
છોડો હવે હદ વારીરે ઓ હિંદુ મુસલમાન
શું સ્વાદ હશે એ મીઠા કંઇ લાજ વોનાના દીઠા
શોધે દારૂના પીઠાં રે ઓ હિંદુ મુસલમાન
કંઇ લથડીઆઓ ખાતા કંઇ નગ્ન વળી દેખાતા
છતાં નથી શરમાતારે ઓ હિંદુ મુસલમાન
કંઇ ન્યાત વરો જો આવે તાડીના ઘડીઆ લાવે
પછી પંગતમાં પીરસાવેરે ઓ હિંદુ મુસલમાન
કોળી દુબળા ને ઘાંચી ખતરી ગોલા ને માછી
પીતા તે ઢીચી ઢીચીરે ઓ હિંદુ મુસલમાન
ઉશ્કરવીના કીરણે કંઇ સખત મજુરી કરતાં
પીઠામાં પૈસા ભરતારે ઓ હિંદુ મુસલમાન
ગુલામી ક્યારે છુટે દારૂ પવાનો મુકે
ત્યારે ગુલામી તુટેરે ઓ હિંદુ મુસલમાન
દારૂ તણા દીવાના ફરેશો કફન વિનાના
વળી સ્થીર નહિ ઠરવાનારે ઓ હિંદુ મુસલમાન
પીતાં થયાં નરનારી ખોલ્યું ખાતું આબકારી
કમાણી ચાલી ભાગીરે ઓ હિંદુ મુસલમાન
આ બેન વહુ ને દીકરી આંખ્યે કદી નવ જોતા

મનમાં આવે તેમ બકતારે ઓ હિન્દુ મુસલમાન
કો પીવા પીઠામાં જાયે કો ખાનગી મંગાવે
એ દેશને ડુબાવેરે ઓ હિંદુ મુસલમાન
ઓ ભ્રાત ભગની મારા વ્યસન એ નઠારાં
મનુ કહેની આથી રહો ન્યારારે ઓ હિંદુ મુસલમાન

## રાગ—ફુલની પાંખડી લો પ્રાણ

હીન્દના ગાંધીજી સરદાર
ગુલામીથી અમે ડરનાર—હીન્દ
પાછો મુકેલો મારો રેંટીયોરે તેનું કરીએ સનમાન
ગુણ કહું શું તેહના કરાવે મહી અભીમાન—હીંદ
પ્રેમીલો મારો રેંટીયોરે દુઃખમાં સુખ દેનાર
કર્મકાન્તી મારો રેંટીયો તેથી હીંદનો ઉદ્ધાર—હીન્દ
ધીરો ચાલેને મીઠો ગાજે એનું સંગીત લાગે સારૂં
રાંડીરાંડને ઘરમાં બેઠાં કરાવે એ વાણી—હીંદ
સદગુણી છે રેંટીયો સદગુણનું કરાવે પાન
રંક રાય સો સરખા દીસે એવું એનું માન—હીંદ
દુઃખીઆરાનું દુઃખ ભાંગે વળી સંપ કરાવે સૌ ઠામ
હોંસે કરીને કાંતતાં દેવાય ઇશ્વરનું નામ—હીંદ

## ફેશનબાઇનો ફટકો.

રાગ—રાજીયાનો.

હાય હાયરે હાર્યો હું ફેશનબાઇથી
શંઠ અકકડ થઇને ફીરાવે ઠગો ફટકા મુને તે કરાવે
ખીસ્સાં ખાલી ને ભપકો વધારે રે—હાય.
કોલર ટાઇ લાગ્યાં તો તનમાં તે છુટી ગયાં એક દિનમાં
તેને મુકી આવો જઇ વનમાં—હાય હાય.
રૂપીઆ દશના લાવતા ધોતી તેથી પહેરીયે હોજ મોતી
હેને ખાદી હવે ગોતી ગોતી—હાય
કોટ વીસ પચીસનો થાતો વીદેશીમાંજ લાતો ખાતો
હવે દેશીના ગુણ ગાતો રે—હાય.
વીદેશી બુટ પેહરી થાતાં વેલા પગે ચઢાવી થાયે લેલા
અંતે રહ્યા મેલાના મેલા રે—હાય.
અંગ્રેજીર કેપમાં રહ્યાતા મોહી તે સર્વે નાખ્યું મે ધોઇ
તમે ફેશન નાંખજો રોઇ—હાય.
છત્રી ઘડીઆળ લાગે સારો થઇ ફેશન હવે તો કાળી
મને ખાદી લાગે ન્યારી ન્યારી રે—હાય.

ચશ્માનો ચટકો લાગ્યો છતી આંખે અંધાપો હાખ્યો
એવો સ્વાદ ફેશનનો ચાખ્યો રે—હાય.
દેશ વીશે લક્ષ્મીની મહેર કરી ગઇ ફેશન લહેર
ફેશન કાઢવા કરજો પેર—હાય.
આવી હતી તે તો હસીને હાથ ગઇ હવે તે ઘસીને
પાછી બોલાવશો નહી ફસીને—હાય.
દેશ નાખ્યો બધો તાવી બદન સીવાડો ખાદી લાવી
લેજો દેશ ઉદ્ધારની ચાવીરે—હાય.
મારૂં માનો તો ફેશન કાઢો નહિ તો અંતેજ રાડો પાડો
હવે ફેશનને વળાવી દેજોરે—હાય.



## પીઠાના હાલ.

દારૂ પીશો નહી પીઠે જાશો નહી,
સત્ય કહું મમ નાથજી.
વારે વારે કહું છતાં માનો નહી,
પીઠામાં સાર શું છે નાથજી.

### સાખી.

હોય કમાણી બાપની જો ખોવા ઇચ્છા થાય,
તો પીઠે જાવું સહી સત્ય કહુ મમનાથ.
દીકરા કહેનાર કો નહી દીકરા થવાનું મન થાય,
તો પીઠે જાવું સહી સત્ય કહુ મમનાથ.
સ્વર્ગ મુકી નર્કે જવું, તેવું ચીત જો થાય,
તો પીઠે જાવું સહી, સત્ય કહું મમનાથ.
પુરૂષ મટી બૈરી થવા મનમાં ઇચ્છા થાય,
તો પીઠે જાવું સહી સત્ય કહું મમનાથ.
બૈરી છતાં વાંઢાપણું જો રાખવું હોય,
તો પીઠે જાવુ સહી સત્ય કહું મમનાથ
કીર્તી હોયે ગામમાં કુવે નાંખવી હોય,
તો પીઠે જાવું સહી સત્ય કહુ મમનાથ.
સુવાને છત્ર પલંગ રસ્તે સુવું હોય,
તો પીઠે જાવું સહી સત્ય કહું મમનાથ.

ઉત્તમ ભોજન છોડીને નર્ક વિષે મન જાય,
તો પીઠે જાવું સહી સત્ય કહુ મમનાથ.
મા બેન વહુને દીકરી સરખાં આનવા હોય.
તો પીઠે જાવુ સહી સત્ય કહું મમનાથ.
પુરૂષાર્થ મુકી દઇ થવું હોય બ્યંડળ,
તો પાંઠે જાવું સહી સત્ય કહું મમનાથ.
હવેલી મુકી ઝુંપડી રહેવા હોય વીચાર,
તો પીઠે જાવું સહી સત્ય કહું મમનાથ.
દુધ પીવાનું મુકો મુતરનો હોય વીચાર,
તો પીઠે જાવું સહી સત્ય કહું મમનાથ.
સાહ્યબી સર્વે છોડી દઇ લથડીયા ખાવા મન થાય,
તો પાંઠે જાવું સહી સત્ય કહું મમ નાથ.



## ભારતની દશા.

પરદેશીએ પાયમાલ કીધું ભારત પરદેશીએ પાયમાલ કીધું
હીરા ને હેમ ગયાં કાગળ ને કાચ રહ્યા
કાગળ નાણું ચાલુ કીધું—ભારત.
અંગુઠા આંગળી કાપી કારીગરી
ઢાકા મલમલ બંધ કીધું—ભારત.
હાથની કળા હણી સંચે હીન્દી તણી
સંચે સત્યાનાશ વાળ્યું—ભારત.
શુરાનું શુર ગયું દૈવત દેવોનું ગયું
વીરોનું પણ પણ લીધું—ભારત.
તેથી આ દેશની મહાસભાએ
સ્વદેશી વ્રત ચાલુ કીધું—ભારત.



## હવે તો લ્યો શું ?

પહેરો ખાદી હાથે વણેલી ખાદી
લ્યોને ખાદી હાથે વણેલી ખાદી

ચાયના કોટ કટાઇ ગયો ને મશરૂ ને થઇ ખાદી
માનચેસ્ટરમાં આગ્ય લાગી નીપજતાં જ્યાં ખાદી—પહેરો ખાદી
ખાદીના તો ખમીશ બનાવો ખાદીની તો સાડી
ફેશનમાંના ઘર લુંટાવો સોંઘી છે આ ખાદી—પહેરો ખાદી
ટાણે ટચકે સારે નરસે સઘળે પહેરો ખાદી
ખાદીને ના ભુલો ક્યારે જો ચડો આ ગાદી—પહેરો ખાદી
ઘરઘરથી ખુણે ખચરેથી ફેશન સઘળી લાધી
કાંડી મુકીને ખાદી હેવીએ ખરે બપોરે કાઢી—પહેરો ખાદી
આજ પહેરો કાલ પહેરો પણ પહેરવી પડશે ખાદી
ગમતી હો કે ન ગમતી પણ થઇ છે એની ગાદી—પહેરો ખાદી
આજ સુધી ક્યાં સુધી ગઇતી મારી માડી ખાદી
મારા બાપા મોહનજીએ ફેરી હાંકી કાઢી—પહેરો ખાદી
સારી સોંઘી સહેલી રૂડી મનગમતી ને સાદી
ખાદી ભુલશી નહિ હવે જો ચાહે બ્રહ્માજી

પહેરો ખાદી હાથે વણેલી ખાદી
લ્યોને ખાદી હાથે વણેલી ખાદી



# વાંચો વાંચો વાંચો

બહારગામ માટે વધુ પુસ્તક વાંચવાને નીચેની યાદીમાંથી પસંદ કરી લખો.

| | | |
|---|---|---|
| દેશ દર્પણ | .... .... | ૦—૨—૦ |
| ચંપાની કળી | .... .... | ૦—૧—૬ |
| ભાઈલાલની ભાંજગડ | .... | ૦—૧—૬ |
| સુડી વચ્ચે સોપારી | .... | ૦—૧—૦ |
| વળી નવુંજ ધતીંગ | .... | ૦—૧—૦ |
| પોઝીશનનું પોલકું યાને સુરતની શેઠાણી | | ૦—૧—૬ |

ઉપર બતાવેલા પુસ્તકો માટે ટીકીટ બીડી મંગાવી લ્હામણ છે ઉપર બતાવેલી કીંમત ઉપરાંત પોષ્ટેજ ખર્ચ માટે વધુ ટીકીટ બીડવાથી જવાબ મલશે.

લખો નીચે મુજબ.

હેડ ઓફીસ નાથાભાઇ કાળીદાસ ડભાણ.
બ્રાન્ચ બેગમપુરાની આમલી શેરીમાં—સુ
ભાઇલાલ દેશાઇભાઈ શાન્તીપોળ—કરમસ

સુરત લીમડાચોકમાં આવેલા "દેશી મિત્ર" પ્રેસ
મગનલાલ વનમાળીસે છાપી.